# બાળચિત્ર પોથી.

## ભાગ ૧ લો.

આવૃતિ બીજી.

પ્રત ૫૦૦૦.

રચી પ્રસિદ્ધ કરનાર

**કાશિરામ વિ૦ રામજી યાજ્ઞિક,**

ધી જ્યુબીલી એ૦ વ૦ સ્કુલના માલેક.

**કીંમત સવા આનો.**



મુંબઈ:

જગદીશ્વર પ્રેસ.

૧૮૮૭.

# પ્રસ્તાવના.

## આવૃતિ પેહેલી.

બાળકોને કેળવણી આપવાના દશ વર્ષના મારા લાંબા અનુભવથી મારી પુર્ણ ખાતરી થઇ છે કે બાળકોના વારંવાર સહવાસમાં આવતી ચીજો તેમને દેખાડી, તે પરથી અક્ષર તથા શબ્દ જ્ઞાન આપવાની રીતીથી એ જ્ઞાન તેમને ગમત સાથે થોડી વેળામાં આપી શકાય છે. અને એમ થવા સ્વભાવિક છે. મનુષ્યમાં જ્ઞાન ઉત્પન્ન થવાને જે મારગ પ્રભુએ નિર્માણ કરી મુક્યો છે તે એક એ[illegible] છે કે, બાહ્ય વસ્તુઓ સાથે ઇંદ્રીઓનો લક્ષપૂર્વક સંબંધ થવો.

પરંતુ અફસોસની વાત એટલીજ કે એમ રીતે જ્ઞાન [illegible] ગુજરાતી ભાષામાં બીલકુલ સાધનો નથી, જે સાધનોની ખામ[illegible] કેળવણી વિષય ચરચનાર "શાળાપત્રકે" પણ પોતાના ગયા [illegible] એક અંકમાં કડવી ફરિયાદ કરી છે.

આ ખોટ (જો કે થોડે દરજજે) પુરી પાડવાની [illegible] હજુર આ નાનકડું પુસ્તક રચ્યું છે. તે જો બાળકોને તેમજ તેમના શિક્ષકોને રૂચીકર થશે, તો એ માર્ગે વધારે પ્રયત્ન કરવા મને ઉત્તેજન મળશે.

આ પુસ્તકનો ઉપયોગ નિચે મુજબ કરવો. **અ** થી **જ્ઞ** સુધી જુદા જુદા અક્ષરનો બોધ થવાને જુદાં જુદાં ચિત્રો મુકયાં છે, દાખલા તરીકે "ક"નું ભાન થવાને કબુતરનું ચિત્ર આપ્યું છે, શિક્ષક પ્રથમ કબુતરનું ચિત્ર દેખાડી પ્રથમ અક્ષર જે "ક" (તેમજ બીજા ચિત્રોના પ્રથમ અક્ષર જેનું જ્ઞાન કરાવવાની ધારણા છે, તે મોટા અક્ષરે લખ્યા છે) તેનું જ્ઞાન આપવું. એ પ્રમાણે બધા સ્વર, વ્યંજન, કાનો, માત્રા, વગેરેનું પણ ચિત્રોપરથીજ જ્ઞાન આપવું. ને તેમની પાસે શુદ્ધ ઉચ્ચાર કરાવવો. એ રીતે સ્વર, વ્યંજન, બારાખડીનું જ્ઞાન થયું છે કે નહી, તેની ખાત્રી સારૂં ટુંકા શબ્દો આપેલા છે. તે વંચાવવાથી વધારે પકકું થશે. એ રીતે આગળ પણ વધારે શબ્દોની ગોઠવણથી વાકય તથા ચિત્રો આપ્યાં છે, જેથી કરીને બાળકોને વાંચતાં સેહેલાઇથી આવડી શકશે.

કર્તા.

## બીજી આવૃતિની પ્રસ્તાવના.

આ નાનકડા પુસ્તકની પ્રથમ આવૃતિની બે હજાર પ્રતો ટુંક વખતમાં ખપી ગઇ, અને ઉપરા ઉપરી એને માટે માંગણીઓ આવે-છે, તે પરથી માનવાને કારણ મળેછે કે, જેમને માટે આ પુસ્તક રચવાનો મેં પ્રયાસ કર્યો, તે કેટલેક દરજ્જે પાર પડયો છે. આ પોથીની પેહેલી આવૃત્તિ હિંદુ તેમજ પારશી વિદ્વાનોની કલમથી લખાતાં કેટલાંક ચોપાન્યાં તથા વર્તમાન પત્રોમાં જે યોગ્ય સુધારો કરવાની સુચનાઓ આવી હતી, તેમાંથી ઘણી ખરી ઉપર લક્ષ દઇ આ બીજી આવૃતિમાં સુધારો કર્યો છે. અને તેથી વધારે ઉપયોગી કરવાને બીજો કેટલોક વધારો ઘટાડો કર્યો છે. બારાખડી શિખવતી વેલા **ક** ને **ખ** ના આખાં પદો આપ્યાં છે, તેનો ઉપયોગ સાથે કરવો.

મારા આ પ્રયત્નની યોગ્ય કદર જાણી નામદાર **ભાવનગરના ઠાકોર સાહેબ, ઠાકોર હરિસિંહજી** તથા નામદાર **જુનાગડના નવાબ સાહેબ** તથા જુદા જુદા દેશી રાજાઓના દીવાન સાહેબોએ, ને શેઠ **સુંદરદાસ ધરમસી**એ ને કેટલાક ખાનગી સ્કુલોના **માલેકોએ** જે આશ્રય આપ્યો છે તેને માટે તે સાહેબોનો હું ખરા અંતઃકરણથી આભાર માનુંછું.

છેલ્લે આ ચોપડી એક સરખી રીતે પારસી તેમજ હિંદુ બાળકોને ઉપયોગી કરવા માટે, મારા એક પારશી મિત્રે જે કિમતી મદદ કરીછે તે માટે તેમનો પણ ઉપકાર માનુંછું. અને એવુંજ ઉત્તેજન મળવાથી આજ તરેહના બીજા બાળોપયોગી પુસ્તકો રચવાને મને વધારે ઉત્તેજન મળશે.

**કર્તા.**

## બાળચિત્ર પોથી વિષે મતો.

It is a matter of surprise that, while England and other advanced European and American countries have greatly facilitated the acquirement by young children of the art of reading by preparing and publishing illustrated books, the natives of India should have yet clung to the original method of teaching it. I am glad, however, to find that Mr. Kashiram Ramji Yadnik has at last come out and published a book, named "*Balchitra Pothi,*" Part I., for the Gujaráti learners. . . . Upon the whole, I am of opinion that it is a highly useful book, as Mr. Kashiram has supplied *a great want* which was *long felt*, by placing

in the hands of the young learners a little brochure which will prove, instead of repelling, very attractive to the young. . . I should have very gladly introduced, with certain modifications, such a book in the Educational Department of Cutch, had it come out when I was the Educational Inspector in that State, and would be glad to see it patronized by the Department of Public Instruction and Managers of Private and Native State Schools.

(Sd.) DALPATRAM P. KHAKHAR,
Late Educational Inspector, Cutch.

---

*Bombay*, 15*th July* 1887.

Mr. Goculdass K. Parekh, B.A., LL.B., Late Dy. Edl. Inspector, Guj. Schools, Bombay, says :—" In my opinion the plan of the book is the best conceivable for imparting the knowledge of reading to infants. Since the early part of my career in the Educational Department I have always felt a book of this nature, *a great desideratum* in the teaching materials of the Gujaráti language, and I am glad that some one has come forward at last to supply it . . . . Mr. Kashiram deserves every encouragement in his work, and I hope his little book meets with the approval of the Public and the Educational Authorities.

*Bombay*, 1*st May* 1887.

---

Mr. Kashiram Ramji shows me a small book, called *Balchitra Pothi*, and asks me to express my opinion about the same. Although, I am not prepared to approve of everything in the book, I am decidedly in favor of the plan in which it is arranged, and I am, therefore, of opinion that it can well supersede others of its kind at present in use.

*Bombay*, 10*th August* 1887.

(Sd.) MANILAL N. DVIVEDY, B.A.,
Sanscrit Professor,
Samuldass College, Bhávnagar.

૩૨૪૭

# બાળ ચિત્ર પોથી.

## ભાગ ૧લો.

રચી પ્રસિદ્ધ કરનાર.

કાશિરામ વિ. રામજી યાજ્ઞિક.



આવૃત્તિ બીજી.

પ્રત ૫૦૦૦

જગદીશ્વર છાપખાનામાં છપાવ્યું.

સને ૧૮૮૭.



કિંમત સવા આનો.

અજગર.



આગબોટ.



ઈયળ.



ઉંદર.



ઊંટ.



એરણ:



ઐરાવત:



ઓરડો



ઔષધનીશીશી:



અંબાડી:



કબુતર.



ખડીઓ.



ગધેડું.



ઘડીઆળ.



ચકલી.



છત્રી.



જલેબી.



ઝભલું.



ટટ્ટુ.



ઠાકર.



ડગલો.



ઢગલો.



તરવાર.



થડ.



દરજી.



ધમણ.



નળ.



પગ.



ફટાકા.



બગલું.



ભમરડો.



મદારી.



યજ્ઞ.



રથ.



લશ્કર.



વડ. 

શાહમૃગ. 

ષટ્કોણ. 

સસલો. 

હરણ. 

ક્ષત્રી. 

સ્વર, અને વ્યંજનો.

અ આ ઈ ઈ ઉ ઊ એ.

ઐ ઓ ઔ અં અઃ.

ક ખ ગ ઘ ઙ, ચ છ

જ ઝ ઞ, ટ ઠ ડ ઢ

ણ, ત થ દ ધ ન, પ

ફ બ ભ મ, ય ર લ વ

શ, ષ સ હ ળ ક્ષ જ્ઞ.

# શબ્દો.

| | | |
|---|---|---|
| કફ | પવન | ઘડપણ |
| પગ | દરદ | એકદમ |
| ફળ | રમત | ગળપણ |
| નખ | ગગન | હળદર |
| તલ | ઓસડ | ઝટપટ |

કલમ ઘડ. ખબર કર.

રમત રમ. ભજન કર.

જમણ જમ. હળદર ભર.

વખત ગણ. ખરચ કર.

કાચબો.



કાગડો.



ગાય.



વાઘ.



શાહુડી



# સાબર.



# હાથી.



કાકા, મામા, દાદા, બાપા.

મામા તાતા, ખાવા આપ.

બાપા ભાત દાળ ખાઓ.

િ = ઇ (ઉચ્ચાર)

# દિવી.



# બિલાડી.



શિઆળ.



સિંહ.



વિચાર, સિપાઈ, દિવસ, પિતા,
આજ નિશાળ ઉઘાડ નહિ,
ગિરધર ભિખ નહિ માગ.

ી = ઈ (ઉચ્ચાર)

ગીધ.



ખીસકોલી.



રીંછ.



વીંછી.



બીડી, ખીચડી, સીમની, ખીચી,

આજ અહીં પીવા પાણી નથી.

આ પાઘડી નાની થઈ ગઈ.

ુ-ઉ-ૂ-ઊ-(ઉચ્ચાર)

ખુરશી.



ડુકર.



# મુરઘી.



# સૂડી.



સુરત, સુખડ, મુરઘી, મુગટી,

આ ખુરશી તુટી ગઈ નથી.

સુખડ ઘસ. મુઠી ઉઘાડ.

# કુતરો.



# ફુલ.



બૂટ.



ઘૂઅડ.



ભૂત, સૂરજ, ફૂલ, દૂધ,
ભૂલસુધાર, દૂધ પી,
ભાઈ દૂધ પૂરી જમ,

ે-એ (ઉચ્ચાર)

કેરી.



ઘેટું.



દેરું. 

દેડકું. 

પેટી. 

મેના. 

પેરૂ. 

કેળ, બેન, લેખણ, તેલ,
બેન મને બહુ ગમે છે,
તે ખેલાડી ખેલ કરે છે,

ૈ - ઐ (ઉચાર)

# મૈહીયારી.



# પૈડું.



# વૈદ.



# સૈ.



વૈદ, પૈસા, તૈયાર, પૈ, ભૈયાજી,
મૈહીયારી મૈહી વેચે છે,
વૈદ નાડીજુવે છે, સૈ સીવે છે,

ે=ઓ (ઉચ્ચાર)

# મોર.



# ઘોડો.



# નોળીઓ.



# ઢોલ.



# પોપટ.



# તોપ.



સોપારી, છોકરો, મોતી, મોર.

મને રોટલીને ગોળ દે.

પોપટ બેઠો બેઠો પઢે છે.

ૌ=ઓ (ઉચ્ચાર)

# કૌઓ.



# ગૌમુખી.



# ગૌ.



# નૌકા.



ચૌદું, સૌ, ભૈયાજી બેસો.

કાકો કૌઓ જુઓ ચૌટેજ.

સૌ પોતાની જગાએ બેસો.

(નાકમાં ઉચ્ચાર)

# ઘંટ.



# બંદૂક.



# ભેંસ.



# શંખ.



# હંસ.



# ઘંટી.



સુંદર, ઉંદર, ગંગા, રંગ,

આ વતરણું ગંગાનું છે,

આ રમકડું મનનું દેખાયછે,

અ આ ઈ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

ા િ ી ુ ૂ ે ૈ ો ૌ ં ઃ

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ 

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

ગ ગા ગિ ગી ગુ ગૂ ગે ગૈ ગો ગૌ ગં ગઃ

ઘ ઘા ઘિ ઘી ઘુ ઘૂ ઘે ઘૈ ઘો ઘૌ ઘં ઘઃ

કળશીઓ.



કાનખજુરો



કિલ્લો.



કીડો.



કુકડો.



કૂતરો.



કેળા.



કૈ.



કોચ:



કૌઓ.



કંઠી:



કઃ



ખજૂરી.



ખારેક.



ખિસકોલી.



ખીલો.



ખુરશી.



ખૂણો.



ખેડુત.



ખૈ.



ખોડો.



ખૌ.



ખંજર.



ખઃ



માછલી. 

નાગ. 

વાંદરો. 

મગર. 

ગોવાળ. 

મજૂર. 

ઋષિ.



અંગ્રેજ.



ગણપતિ.



ચિનો.



ધોબી.



પારશી.



બાવો.



ભીસ્તી.



મુસલમાન.



મેહેતાજી.



સિપાઈ.



હજામ.



# ભટ.



# આરશી.



# કબાટ.



# કાંસકી.



# ગાડી.



# તાળું.



ધનુષ્ય.


છરી.


કાતર.


કટાર.


ભાલું.


હળ.


બગી.



રેંકડો.



આગગાડી.



વહાણ.



# મહિના

કાર્તક, માગશર, પોસ, માહ,
ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેષ્ટ,
અષાડ, શ્રાવણ, ભાદરવો, આશો.

# વાર તથા સંખ્યા.

સોમ, મંગળ, બુધ, ગુરૂ,
શુક્ર, શનિ, રવિ.

| એક | બે | ત્રણ | ચાર | પાંચ | છ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

| સાત | આઠ | નવ | દશ |
|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ |



# હિત વચન.

છોકરાંએ માં બાપની આજ્ઞા માનવી.

નઠારી સોબત કરવી નહીં.

દરરોજ નિશાળમાં જવું.

કોઈનું કશું પૂછ્યા વગર લેવું નહીં.

શરીરને લૂગડાં સાફ રાખવાં.

જૂઠું ન બોલવું, સાચૂં બોલવૂં.

વહેલાં ઉઠી પાઠ તૈયાર કરવાં.

નિશાળેથી છૂટી સીધા ઘેર જવું.

ભાઈ બેન ઉપર હેત રાખવું.

કદી નકામું બેશી રહેવું નહીં.

Mr. Chhaganlal H. Pandya, B.A., Dy. Edl. Inspector, Bombay, after passing several remarks on the usefulness of the European system of imparting education to infants, writes :—

" Instruction, thus imparted side by side with amusement, is more thoroughly impressed on the infant mind and with greater ease than can be expected from the traditional methods adopted in our country for the same purpose . . . The care with which the work is executed in his *Balchitra Pothi* reflects great credit upon him. The total absence of any such other book for Gujarati boys makes it very welcome, and it is expected that the writer will be sufficiently encouraged to persevere in his endeavours . . . . It is hoped that Schools will make a free use of this little ચિત્રપોથી. and thus reward Mr. Kashiram for his interesting labour.

*Bombay, 8th June* 1887.

"**મી૦ ચત્રભૂજ શિવજી,** હેડ માસ્તર, માંડવી હાઇ સ્કુલ." વસ્તુના આકાર સાથે અક્ષર જ્ઞાન આપવાની યોજના સારીછે; તેમ બચ્ચાંને શિખવવાની યુક્તિ યુરોપમાં ચાલુછે. દરેક કામ રમુજ સાથે થાતુ હોય, તો તે બોજારૂપ કરી દેવું ન જોઇયે. તમે તે હેતુ તમારી રચનામાં બતાવ્યોછે. તે સાફ છાપ, અને થોડી કીંમતથી જણાયછે. બચ્ચાંને કેળવવા શ્રમ લેવો સ્તુતી પાત્રછે.

"**અખબારે સોદાગર.**"—બાળચિત્રપોથી એ નામે નાનું શિલા છાપનું ચોપાન્યું મલ્યુંછે. જે ફકત પાંચ દોઢયાંની કિમતમાં બાલકોને અથ્રી રમુજ આપવા જોગછે, એટલુંજ નહીં, પણ શરૂઆતના ગુજરાતી શિખનારાઓ માટે એક અગત્યનું સાધન ગણી શકાય, કારણ કે તેમાં અગત્ય જોગ વસ્તુઓ, જનાવરો, વગેરેના નામો તથા તેની સાથે લાગુ ચિત્રો આપ્યાથી બાલકોને તેનું જ્ઞાન મેળવવામાં સેહેલાઇ ઘણી મળવાની. અંગ્રેજી ભાષામાં એવી કીસમનાં શરૂઆતના સેહેલાઇના પુશ્કલ પુસ્તકો હોય છે, જેની આ ગુજરાતી નકલની શરૂઆત કરનારની ફતેહમંદી ઇચ્છીએ છીએ. અને આશાછે કે તેને સારો આશરો મળી બીજા ભાગો માટે ઉત્તેજન અપાશે.

તા૦૮—૪—૮૭.

**"ગુજરાતી."**—રમત, ગમત, સાથે બાળકોને પેહલેથીજ શિખવવાના સાધનોની બહુ મોટી ખોટ છે. એવી ખોટ ગુજરાતીમાં પુરી પાડવાનું પેહલવહેલું માન માસ્તર કાશીરામ વિ. રામજી યાજ્ઞિકને આપીશું. ઉપલા નામની એક ચિત્રપોથી એ ભાઇએ હમણા છપાવી બહાર પાડીછે, ને તે એટલી બધી અગત્યની અમે ગણીએ છીએ કે, તે જેટલી જલદીથી આપણી ગુજરાતી નિશાળોમાં પ્રારંભ શિક્ષણ માટે દાખલ થાય તેટલું વધારે સારૂં. આખી પોથીમાં બહુજ રૂડી રીતે ગોઠવણ રાખીછે. પહેલે અક્ષરો છુટા છુટા ચિત્ર સાથે આપ્યાછે, પછી સામટા આપ્યાછે, ને પછી બારાખડી ચિત્ર સાથે ને પછી સામટી બારાખડી છેલ્લે શબ્દોની ગોઠવણ કીધીછે તે પણ ઘણી સારીછે. . . પુસ્તક ઘણું સારૂછે. ને તેની કીમત સવા આનો છે. ને ઘણી નથી. અમને આશા છે કે શાળાખાતા તરફથી એનું સારૂં સન્માન થશે.—તા૦ ૧૭—૪—૮૭.

**"સત્ય મિત્ર."**—બાળ ચિત્રપોથી—ઉપલા નામનું નાજુકું ગુજરાતી પુસ્તક મી૦ કાશીરામ રામજી નામના એક હિંદુ ગ્રહસ્થે હાલ છપાવી બહાર પાડ્યું છે . . . તે જોઇ તથા વાંચીને અમોને બહુમોટી ખુશી ઉપજીછે. એ ચોપડીમાં જાત જાતના પક્ષીઓ, તથા જાનવરો અને ચીજોના પીકચર આપ્યા, તે દરેકની પડોશમાં તેઓના નામ નિશાનો જણાવેલાં છે, તથા બીજી ઘણીજ ઉપયોગી રચના કરી છે. ને તમામ નાહ્નલાં બાળકોનું ધ્યાન ખેંચ્યા ઉપરાંત તેઓને રમુજ અને ગમત આપે તેવીછે. . . . મી૦ કાશીરામે આ ચોપડીની કિમત પાંચ દોઢીયાં રાખીછે, તે સઘળાં ગરીબ તથા તવંગરના બચ્ચાંઓથી ખરીદી શકાય તેવી છે, અને એવી ચોપડીઓ દરેક નિશાળમાં દાખલ થયેલી સાંભળીને અમો ખુશી થઇશું. એવા ગરીબ અને ઉદ્યોગી શખ્સને ચંચળ વાંચનાર આલમ તરફથી ઘટતો આશરો મળવો જોઇએ.—તા૦ ૧૭—૪—૮૭.

**"ગુજરાત મિત્ર."**—"બાળચિત્ર પોથી" નામની એક નાની પણ ઘણીજ કિમતી ચોપડી તેના કર્તા મી૦ કાશીરામ વિ૦ રામજી યાજ્ઞિક તરફથી અમને ભેટ દાખળ મળીછે. . . . . આ ચોપડી ગુજરાતીમાં પેહલીજ જોઇએ છઇએ . . . . અને તે પેહેલો ભાગ ઘણોજ સારો કિમતી થઇ પડશે એમાં કશો શક નથી . . . . દરેક બાળપુત્રોના માબાપોએ એ ચોપડી ખરીદ કરી પોતાના બચ્ચાંઓને

તે માંહેલા ઉચ્ચારો અને તે શબ્દોના ચિત્રો ખરેખરી રીતે બતાવવાં જોઇએ, એમ કીધાથી બચ્ચાંઓ ને પ્રાણી પદાર્થનું સારૂ જ્ઞાન થશે. . . . . એકવાર તે ચોપડી ખરીદયા બાદ તે હાથમાંથી મુકવી ગમશે નહીં.—તા૦ ૨૪—૪—૮૭.

**"મધુર વચન."**—"બાળચિત્રપોથી" ગુજરાતી ભાષામાં બચ્ચાંઓને લખવા શિખવાની ચોપડીઓ જે સરકાર તરફથી બહાર પડી છે તે એવીતો કઢંગી છે કે, તેની વિરૂદ્ધ જેટલું બોલીએ તેટલું થોડું છે. . . . હાલ મી૦ કાશીરામ વી૦ રામજી યાજ્ઞિક નામના એક ઉમંગી મેહેતાજીએ એ બાબત પોતાના ધ્યાનપર લીધીછે. અને તેના પરીણામ તરીકે ઉપલા લગાર બધેરા નામની પેહેલી ચોપડી કાઢીછે. જેની એક નકલ અમને પુગાડવામાં આવીછે. એ ચોપડીની રચના અમો ઘણી પસંદ કરીએ છીએ. . . . અમોને આશા છે કે એ ચોપડી ઘેર ઘેર ઉપયોગી થઇ પડશે તથા પેલી કઢંગી પહેલી ચોપડીને તદન દાબી દેશે. મી૦ કાશીરામ યાજ્ઞિકને તેમની આ મેહેનતને માટે ઉત્તેજન ઘટે છે. તેવાજ ધોરણ ઉપર એક આખી પાઠમાળા રચાવવી જોઇએ.—જુન ૧૮૮૭.

**"વિજ્ઞાન વિલાસ."**—"બાળચીત્ર પોથી"—ઉપલા નામનું પુસ્તક માસ્તર કાશીરામ વિ૦ રામજી યાજ્ઞિકે રચી બહાર પાડ્યું છે. જેણે કરીને બાળકો રમત, ગમત, સાથે મુળાક્ષર, બારાખડી શિખી શકે . . . છેવટ અમે જણાવીએ છઇએ કે, આવી જાતની પુસ્તકની ગુજરાતી ભાષામાં ઘણીજ ખોટ હતી તે ખોટ ઉપલા પુસ્તકથી કેટલેક દરજ્જે પુરી પડશે . . . . . . આ ચોપડી જેમ બને તેમ તાકીદે ગુજરાતી નિશાળોમાં દાખલ થએલી જોવાને ઇચ્છીએ છીએ. સરકારે આ ચોપડી નિશાળોમાં દાખલ કરી તેમાં આપેલાં ચિત્રોનાં જુદા જુદા મોટા કાર્ડ છપાવીને દરેક કાર્ડને મથાળે તે ચિત્રનું નામ આ ચોપડીમાં છાપેલા અક્ષરને નમુને નાના મોટા અક્ષરથી છપાવી નિશાળની લાયબ્રેરી માટે આપવા કે શિક્ષક પાઠ ચલાવતી વખતે તેનો ઉપયોગ વર્ગના મધ્ય ભાગે ઉભો રહી કરી શકે તથા આખા વર્ગનું લક્ષ તે તરફ લઇ શકે.—જુન ૧૮૮૭.

**"કયસરે હિન્દ."**—"બાળચિત્ર પોથી" એ જાતના નાનકડા પુસ્તકનો ભાગ ૧ લો તેના પ્રસિદ્ધ કરનાર મી૦ કાશીરામ વિ૦ રામજી યાજ્ઞિક તરફથી ઘણું'ક દયાં મળ્યો છે. એ ચિત્રપોથી નાના બાળકોને ગુજરાતીના પ્રથમ અભ્યાસમાં અતિ ઉપયોગી થઇ પડે એમ તેની

ભાવનગર—જાની દુર્લભરામ રામજી પાસેથી.

અમદાવાદ—વર્નાક્યુલર સોસાયટીમાંથી.

રચના ઉપરથી દેખાય છે. અંગ્રેજી ભાષામાં એવા ઘણાંક નાના પુસ્તક પ્રગટ થયાં છે, કે જેની નેમ ચિત્રોના નામ બાળકોને યાદ રખાવી, તે ઉપરથી તેમને અંગ્રેજી હર્ફ ઓળખાવી જ્ઞાન આપવાની હોયછે. આ નાની બાળચિત્ર પોથીમાં પણ તે નેમ બરાબર સચવા-ચેલી અમો નેઇએ છૈએ . . આવી ચિત્ર પોથોની આપણા ગુજરાતી બાળકોને પ્રથમ અભ્યાસમાં ઘણી જરૂર છે. માટે આ "બાળચિત્ર પોથી" ના કર્તાને આપણા કેલવણી ખાતાના વડા તરફથી તેમજ ખાનગી શાળાઓ તરફથી ઉત્તેજન મળવું ઘટે છે. હમેશાં બાળકોને ખુશીથી અભ્યાસ કરાવી શકાયછે, અને ચિત્રોથી અભ્યાસ તરફ તેમનું ચિત્ત વધુ ખેંચાય છે. એ રીત પુરવાર થએલી હોવાથી ગુજરાતી ભાષામા દાખલ થયલા આવાં ચિત્ર પોથીના ધોરણને આશરો આપવો ઘટેછે.—તા૦ ૭—૮—૮૭.

"આર્ય પ્રકાશ."—આ બાળકોને અતિ ઉપયોગી પુસ્તક છે એના પ્રસિદ્ધ કરનાર મી૦ કાશીરામ વિ૦ રામજી યાજ્ઞિક તરફથી એ૦ મળ્યું છે. પૃષ્ટ ૩૫ અને કિંમત માત્ર ૧। આનો રાખ્યો છે. એમાં બાળકોને રંજન અને જ્ઞાનને વાસ્તે સુંદર ચિત્રો તથા તેઓનું મોટા અક્ષરે ઓળખાણ કરાવવામાં આવ્યું છે. એમાં પદ અને જોડા-ક્ષરનું જ્ઞાન પણ આપવામાં આવ્યું છે. દરેક બાળકને રાખવા લાયકનું છે.—જુન ૧૮૮૭.

"નુરે એલમ."—"બાળચિત્ર પોથી" આ નામની એક નાની ચોપડી મી૦ કાશીરામ રામજી યાજ્ઞિકે રચી છે જેનો પહેલો ભાગ બહાર પડ્યો છે. નાના બાલકોને ગુજરાતી સ્વરો, અને વ્યંજનોનું સેહેલથી જ્ઞાન આપવા માટે આ નાની પોથી બહુ ઉપયોગી થઇ પડશે એમાં કશો શક નથી. અંગ્રેજી બારાખડીની ચિત્રસહિત ચોપડીઓની આમાં નકલ કીધેલી જણાય છે. પણ તે નકલ બહુ પસંદ કરવા જોગ છે દરેક અક્ષરનું નામ શું તે બતાવવાને માટે આ ચિત્ર પોથીમાં તે તે અક્ષરથી શરૂ થતાં પશુ, પક્ષી કે ચીજનું ચિત્ર પાડેલું છે. અને તે ચિત્રનું નામ પેહેલાં મોટા અક્ષરથી લખેલું છે જેથી બાળકને બેવડું જ્ઞાન મળેછે. એક તો તે પેલું ચિત્ર જોઇ તેનું નામ પીછાણતાં શિખે, અને બીજું તો તે અક્ષરોનાં રૂપ કેવાં થાય છે તે જોતા અને મનમાં ઠસાવતાં શિખે. આ ચોપડીઓની આપણામાં બહુ ખુટછે. માટે મી૦ કાશીરામની આ કોશિશને અમારો પુરતો ટેકો છે.

જુન ૧૮૮૭.

કચ્છ માંડવી—દવે રૂપરામ હરીશંકર પાસેથી મળશે.

મુંબઇ કોટમાં કર્તા પાસેથી.